

ॐ

श्री गणेशायनमः ॥

# सती अनसूया

(દત્તાત્રેય પ્રાકટ્ય)

નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે


રચનાર

સ્વ. મૂળજીભાઈ આશારામ ઓઝા.

પ્રસિદ્ધ કરનાર

પ્રેમીલાલ મૂળજીભાઈ ઓઝા.

પ્રીન્સેસ થીયેટર સ્ટેશનરોડ સુરત.

( મોરબી આ૦ સુ૦ નાટક મંડળીના માલક. )



આવૃત્તિ ૮ મી પ્રત પાંચ હજાર.





આ પુસ્તક શા. ખુ. અ.ના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ઠે. ખપાટીઆ ચકલા સુરત.

સંવત્ ૧૯૭૬, સને ૧૯૨૦.

મૂલ્ય ત્રણ આના.

નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા
લાયબ્રેરી માટે મંજુર થએલ ગુજરાતી કૉપીરાઇટ સંગ્રહ

# સતી અનસૂયા

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

### અંક પહેલો.

મંગલાચરણ–આર્ય ધર્માનુસાર સ્ત્રીઓનાં કર્ત્તવ્યને જાણવાની જિજ્ઞાસાવાળી આર્ય બાળાઓને ઉપદેશ.

**પ્રવેશ ૧ લો**–સો વર્ષના ભયંકર દુષ્કાળના સમયમાં અરણ્યને વિષે પતિને માટે જળની શોધમાં નીકળી પડેલાં મહાસતી અનસૂયાનો, સ્વર્ગીય સુખ ભોગવવાની લાલસાથી તપ કરતી નર્મદા નામની બ્રાહ્મણ કન્યા સાથે મેળાપ. સતીના સતીત્વપ્રભાવથી ભાગીરથીનું પ્રાકટ્ય; અનસૂયાના આશીર્વાદથી દેવી વિમાનમાં બેસી નર્મદાનું સદેહે સ્વર્ગમાં જવું.

**પ્ર૦ ૨ જો**–પોતાને માટે જળની શોધમાં ગયેલાં સતીની વાટ જોતા તૃષાતુર થયેલા મહર્ષિ અત્રિ પાસે અનસૂયાનું જળ લઇને આવવું. જળપાન કરાવ્યા બાદ સતીનું પતિસેવામાં તલ્લીન થવું; મુનિવર નારદનું આગમન; સતીપ્રશંસા. સંત મંડળ સાથે શ્રીબદ્રિનાથની યાત્રાએ જતા માંડવ્ય ઋષિનો સમાગમ.

**પ્ર૦ ૩ જો**–નંદન વનમાં વિહારાર્થે આવેલાં લક્ષ્મી, સાવિત્રી તથા પાર્વતીની દાસીઓનો માંહે.માંહે સંવાદ. આકાશ માર્ગે ગમન કરતી નર્મદાના વાણીવિલાસથી રંગમાં ભંગ. અનસૂયાના સતીત્વની ઇર્ષ્યા; મદનરાજની મદદ લઇ સતીના સતીત્વની કસોટી કરવાનો નિશ્ચય.

**પ્ર૦ ૪ થો**–વશીકરણ મંત્રથી ધણીને વશ કરવા જતાં પોતે જ

સપડાઇ ગએલી સ્ત્રીની દુર્દશા, શિવમંદિરમાંથી નીકળતાં અનસુયાના આશીર્વાદથી દુઃખી સ્ત્રીનું દુઃખમુક્ત થવું; સતીના સમાગમમાં આવતા સ્ત્રીમંડળને પતિને વશ કરવાનું સહેલું વશીકરણ શિક્ષણ. બદ્રિનાથ જવાને તૈયાર થએલા મહર્ષિ અત્રિનું સતી પાસે વિદાયગીરી માગવા આવવું.

પ્ર૦ ૫ મો-ગૃહસ્થાશ્રમનો અનુભવ લેતા પરણેલા, અત્રિના એક શિષ્ય અનુભવાનંદનો કડવી સાથે ગૃહસંસાર; ફુવડની ફજેતી તથા ભવની ભવાઇ.

પ્ર૦ ૬ ઠ્ઠો-અનસૂયાના સતીત્વની કસોટી કરવા માટે લક્ષ્મી સાવિત્રી તથા પાર્વતીનું, અપ્સરાઓ તથા કામને લઇ છુપા વેશે આશ્રમમાં આવવું; વસંતોત્સવ. પતિની ગેરહાજરીમાં ગૃહિણી તરીકે આર્ય સ્ત્રીઓનું કર્તવ્ય, આર્ય સંસારમાં સ્ત્રીઓના અધિકાર વિષે પ્રશ્નોત્તર; સતીત્વની કસોટી કરવા અત્રિના વેષમાં આવેલા મદનનો પરાજય.

પ્ર૦ ૭ મો-રાજાના મહેલમાં થએલી ચોરીની તપાસ કરતા સિપાઇઓની અંધાધુંધી; છોડે ચઢયો તે ચોર; કૌશિક નામના આંધળા બ્રાહ્મણની ઝડતી.

પ્ર૦ ૮ મો-સ્વર્ગમાં ઇંદ્રાદિક દેવતાઓની સભા, અનસુયાના આશીર્વાદથી સ્વર્ગમાં આવેલી નર્મદાનું સંભ્રમમાં પડવું; દેવતાઓનો ખુલાસો. ઉન્નતિ માર્ગ દર્શનને માટે નર્મદાની પ્રાર્થના, નારદની સલાહથી નર્મદાનું પાછું મૃત્યુલોકમાં જવું; મહાસતી અનસૂયાનું યશોગાન. વિષ્ણુ અને નારદની માર્મિક જ્ઞાનગોષ્ટિ; પુષ્પાંજલિ.

## અંક બીજો.

પ્ર૦ ૧ લો-રાજાના મહેલમાં ચોરી કરી નાસી આવેલા ચોરોની ભાગના સંબંધમાં ભાંજગડ, પગલું ખોળતા સિપાઇઓ આવી પહોંચ-

વાથી સમાધિસ્થ થએલા માંડવ્ય ઋષિ પાસે ચોરીનો માલ મૂકી ચોરોનું નાસી જવું; મુદ્દા માલ સહિત ચોર પકડાયલો જાણી ખુશી થતા સિપાહીઓનું માંડવ્યને એવી જ સ્થિતિમાં ઉપાડી ચાલતા થવું.

**પ્ર૦ ૨ જો**–પતિસેવાના અભાવે સ્વર્ગમાંથી પાછી આવી, (કૌશિક) સૂરદાસને પોતાના પતિતરીકે સ્વીકારી તેની સેવા કરતી નર્મદાની મશ્કરી ઠઠ્ઠા કરતી સરખી વયની સખીઓને સૂરદાસનો હાજર જવાબ; તીર્થયાત્રા કરવાની પોતાની ઇચ્છાને નર્મદા અનુકૂળ થવાથી સૂરદાસનું પ્રસન્ન થવું.

**પ્ર૦ ૩ જો**–ચોર જાણી પકડી આણેલા સમાધિસ્થ માંડવ્યને સૂળી ઉપર ચઢાવવાની તૈયારી કરતાં સૂળીના મૂળમાંથી ધર્મનું પ્રકટ થવું. માંડવ્ય જાગૃત થતાં, પોતે બાળચેષ્ટામાં કરેલી જીવહિંસાને માટે આવી શિક્ષા પામવાથી ઉશ્કેરાઇ જવું; માંડવ્યના મનનું સમાધાન કરી ધર્મરાજનું અંતર્ધાન થવું; યાત્રાએ નીકળેલાં સૂરદાસ તથા નર્મદાનું પાછલી રાત્રે ત્યાં આગળ થઇને જવાનું થતાં, માર્ગમાં દુઃખદ સ્થિતિમાં પડેલા માંડવ્યને સૂરદાસના પગનો અજાણતાં સ્પર્શ થવાથી શાપ આપવો; સૂર્યોદય થતાંની સાથે પોતાના પતિનું મૃત્યુ થશે એવી બ્હીકથી નર્મદાનું ભયભીત થવું, પતિસેવાના પ્રભાવથી સૂર્યોદય અટકાવી રાખવાની યોજના; સતીના શાપથી માંડવ્યના તપોબળનું નાશ થવું.

**પ્ર૦ ૪ થો** સૂર્યોદય અટક્યાનું કારણ શોધવા મળેલી રાજાની ખાનગી કચેરીમાં માંડવ્યનું આવવું, પોતે કરેલા સાહસ માટે માંડવ્યને પશ્ચાતાપ થવો; નર્મદાના શાપ નિવારણાર્થે પુરોહિતની સલાહથી સર્વનું અનસૂયા પાસે જવું.

**પ્ર૦ ૫ મો**–કડવા સ્વભાવની કડવી સ્ત્રીથી કંટાળી અનુભવાનંદનું ઘરમાંથી ચાલી નીકળવું.

પ્ર૦ ૬ ઠ્ઠો-સૃષ્ટિનાં કલ્યાણાર્થે સૂર્યને શાપમુક્ત કરવાની નર્મદાને ભલામણ, અનસૂયાના સતીત્વ બળથી કૌશિકનું સજીવન થવું તથા સુરદાસ મટી દેખતાં થવું; જન્માંધને નેત્રરત્નની પ્રાપ્તિથી અપૂર્વ આનંદ.

પ્ર૦ ૭ મો-કંથ વિનાની કામિનીને વ્યવહારની વિટંબણા, હાથનાં કર્યાં હૈયે વાગવાથી કડવીનું પચરમાં જવું.

પ્ર૦ ૮ મો-પોતાની કુંવરીને સતીની શિષ્યા બનાવવાના ઉદ્દેશથી મહાસતી અનસૂયાની રાજ્યભુવનમાં પધરામણી; બાળાઓના શિક્ષણ સંબંધી તથા રાજ્યધર્મ સંબંધી રાજાને અમૂલ્ય સૂચના.

પ્ર૦ ૯ મો- સતીના સતીત્વનો ચમત્કાર અક્ષય પાત્રના પ્રભાવથી સૈન્યને ઇચ્છાભોજન; ધણીને ધમકાવતી ધણીઆણીને નર્મદાનો બોધ.

પ્ર ૧૦ મો-બ્રહ્માંડનો બ્રહ્મનાદ, સતી અનસૂયાની પુનઃ પ્રસંશા થવાથી પોતાના સ્વામી દ્વારા તેના સતીત્વની કસોટી કરાવવાની સ્વર્ગની સુંદરીઓની યોજના. દૈવેચ્છાથી યોજનામાં ફ-તેહમંદ થવું.

પ્ર ૧૧ મો-પતિને પ્રતિકૂળ સ્ત્રીઓની અધોગતિ; સતીના સતીત્વની કસોટી કરવા અતિથરૂપે આવેલા દેવતાઓનો અતિથિસત્કાર.

પ્ર ૧૨ મો-મહર્ષિ અત્રિના આશ્રમમાં માંદા અનુભવાનંદની માવજત; કડવી તથા અનુભવાનંદનો ઘણા વર્ષે અકસ્માત મેળાપ.

પ્ર૦ ૧૩ મો-યોગી રૂપે આશ્રમમાં આવેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની અયોગ્ય માગણી, અતિથિની ઇચ્છા મુજબ ભિક્ષા દેવાના વચનથી બંધાએલી સતીનું ધર્મ સંકટમાં આવી પડવું; પતિસેવાના પ્રભાવથી ત્રણે દેવતાઓનું ૭ ૭ માસના બાળક બની જવું.



# અંક ત્રીજો.

પ્ર૦ ૧ લો-ત્રિગુણાત્મક પ્રભુના પ્રાકટયથી ઈંદ્રાસનનું ડોલવું; મુનિવર નારદની ભલામણથી દેવતાઓનું અનસૂયાના આશ્રમ તરફ જવું.

પ્ર૦ ૨ જો-સતીના સતીત્વની કસોટી કરવા મોકલેલા પોતાના પતિની રાહ જોતાં લક્ષ્મી, સાવિત્રી તથા પાર્વતીનો પશ્ચાત્તાપ અનસૂયાના સતીત્વબળથી દેવતાઓની સ્ત્રીઓનો પરાજય.

પ્ર૦ ૩ જો-અનસૂયાના આશ્રમમાં બાળરૂપે પારણામાં ઝુલતા ત્રિગુણાત્મક પ્રભુની બાળલીલા; લક્ષ્મી, સાવિત્રી તથા પાર્વતીનું અતિથિરૂપે આવવું.

પ્ર૦ ૪ થો-બદ્રિકાશ્રમમાં તપ કરતા મહર્ષિ અત્રિને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના બાળક રૂપે પ્રાકટ્ય વિષે નારદદ્વારા સમાચાર મળવાથી પોતાના આશ્રમ તરફ જવું.

પ્ર૦ ૫ મો-બાળ પ્રભુનાં દર્શનાર્થે આવેલા ઈંદ્રાદિક દેવતાઓનું નર્મદાને જોઈ આશ્ચર્યચકિત થવું.

પ્ર૦ ૬ ઠ્ઠો-લક્ષ્મી, સાવિત્રી તથા પાર્વતીની માગણીનો સ્વીકાર; ત્રણે દેવતાઓનું પોતાના મૂળ સ્વરૂપમાં આવવું, સતીને આશીર્વાદ; દત્તાત્રેયનું પ્રાકટ્ય અને નાટ્યની સમાપ્તિ.



## પાત્રો

**અત્રિ**..................સહ્યાદ્રિ પર્વત ઉપર વસનાર એક મહર્ષિ
**નારદ**..................બ્રહ્માના પુત્ર, સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ મુનિ.
**માંડવ્ય**................એક તપસ્વી.
**કૌશિક** ... ... ... ... ..એક ગરીબ સુરદાસ બ્રાહ્મણ.

**બ્રહ્મા**
**વિષ્ણુ** ........જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર ત્રણ દેવતાઓ.
**મહેશ્વર**

**અનુભવાનંદ, સોમદત્ત, શિવદત્ત, હરિદત્ત**......અત્રિના શિષ્યો.
**ખીમો** ................રાજાનો એક હજુરી.

## સ્ત્રી પાત્રો.

**અનસૂયા**...............મહર્ષિ અત્રિનાં પત્ની.
**નર્મદા**..................એક બ્રાહ્મણની કન્યા, પાછળથી કૌશિકની સ્ત્રી.

**સાવિત્રી**
**લક્ષ્મી** .........બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની વિભૂતિઓ.
**પાર્વતી**

**લીલાવતી**.............લક્ષ્મીની દાસી.
**પ્રભાવતી**.............પાર્વતીની દાસી.
**સુલોચના**.............સાવિત્રીની દાસી.
**કડવી**... ..............અનુભવાનંદની સ્ત્રી
**ઝડી**...................ખીમાની સ્ત્રી

એ સિવાય, રાજા, રાણી, કુંવરી, અપ્સરાઓ, ઇંદ્રાદિક દેવતાઓ, મંત્રીઓ, સિપાહીઓ, ચોર, વગેરે.

महासती

# अनसूया नाटकनां गायनो.

## મંગળાચરણ.

સૂત્રધાર—શ્રીવર ભૂભરહર, જગધર નટવર,
સેવક શિર કરધર, સાહ્ય થાઓ હલધર—શ્રી૦
જય જગદીશ તમ જશ દશ દિશ,
વંદુ શ્રી હરિ નામી શીશ;
યદુ કુલ કમલ દિનેશ શેષ ગુણ ગાય,
વ્હાય ચિત્ત ચરણ શરણ.
સેવક શિર કરધર —સાહ્ય,

સૂત્રધાર
નટી } — ૨
આર્યબાળાઓ

ગોવિંદ કૃષ્ણ વિભુ ગિરિધારી, મુરલીધર કેશવ મુરારિ;
મંગલકર માધવ મદ હારી, વ્રજરાજ બિહારી. બલહારી.
સંતાપ પાપ હરતા સુખ કરતા, ભવભય ભંજન અભરણ ભરતા;
જય સ્વામી, દિન વિશ્રામી, આનંદ કંદ અંતર્યામી—ગોવિંદ.
શ્રીપતિ સર્વેશ્વર ગુણ સાગર, નરસિંહ નરહરિ નટવર નાગર;
જદુપતિ જગજીવન સુન્દર ભાવરકર જન મન સુખકારી—ગોવિંદ.

અનસૂયા— ૩

ત્રિભુવન પતિ તારનાર, વ્હાર કરો મા....રી,

ઉદ્ધાર કરો મારી હરિ, થાઓ સાહ્યકા....રી-ત્રિભુવન૦
દીનદયાળ શરણે બાળ, કિંકરીની લ્યો સંભાળ;
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારી-ત્રિભુવન૦
ભૂલી ગઇ મમ દેહભાન, સ્વામીની સેવામાં લાગ્યું તાન;
ક્યાંથી કરાવું હવે જળપાન, પતિને સેવનારી-ત્રિભુવન૦

નર્મદા— ૪

ભજું પ્રીતથકી આજ હું મુરારિ,
ભોગવવાને સ્વર્ગ સુખ (૨) આશા મારી-ભજું૦
નથી મારું કોઈ માત તાત ભાઈ,
મિથ્યા છે સર્વ જગતણી સગાઈ;
સાચી એક અવનીમાંહી (૨) ભક્તિ તારી-ભજું૦
રહી મોહી આ સંસાર સુખ જાણી,
જાણ્યું સુણી સત્પુરુષ તણી વાણી;
બેસું ઠરીને ઠામ આવી (૨) શરણ તારી-ભજું૦

૫

નારદ—મન ભજ નારાયણ ભાવે (૨)
ધન દોલત કછુ કામ ન આવે-મન.
અશરણ શરણ ભરણ આભરણ ક્ષણ,
જો મુઢ અંતર લાવે;
પાપ અમાપ પ્રલય હો જાવે,
અક્ષર ધામ સિધાવે-મન.

માંડવ્ય, શિષ્યો— ૬

હાંહાંરે સંતો સંતસમાગમ મોટો—હાંહાંરે.
જેનો ત્રિભુવનમાં નહીં જોટો જોટોરે—સંતો.
કરવો હરિભજન વ્યાપાર (૨)
જેમાં કદી ન આવે તોટો, તોટોરે—સંતો.
જગમાં જાયું તે જાવાનું (૨)
કરતા ખળ ખોરંભો ખોટો, ખોટોરે—સંતો.
ધરવું ધ્યાન હરિનું સાચું (૨)
એ વિણ સઘળો ગરબડ ગોટો, ગોટોરે—સંતો.

નર્મદા— ૭

મિથ્યા વાદ મૂકોને, ન્યૂનાધિક નથી રતિ ત્રણમાં કોઇ;
અત્રિપત્ની અનસૂયા, સમાન સતી નવ ત્રિભુવનમાં જોઇ.

ત્રિદેવી }
દાસીઓ } — ૮

અજબ અજબ આ શું જાય!
ગજબ ગજબ નવ કળાય;
શું સંભળાય, મન મુંઝાય—અજબ.
કંચન કેમ કથીર કમાય!
ભજડ માંહી એરંડો પૂજાય;
ચ ર ર ર ર ર ચિત્ત ચીરાય—અજબ.

ત્રિદેવી— ૯

બદલાયું (૨) સ્થળ જે શાન્તિ પ્રસારી શોક સર્વ ટાળે;

તે નંદન વનનો શીતળ પવન પણ વહ્નિ થઈ બાળે-બદલાયું.
**સાવિત્રી**—જડશે પારસ વિણુ પ્રયાસે,
મૂલ્ય તેનું કયમ અમૂલ્ય થાશે;
**પાર્વતી**—વસીયાં માનવદેવ અવાસે,
હીડાં કોઇ કાળે—બદલાયું.
**દાસીઓ**—ધરો ધીરજ હ્રદયે અમબાઈ,
ઘટશે ચિંતાથી ચતુરાઇ
ભોગવશે સરસાઇ કેમ, જ્યાં સત્ય ધર્મ પાળે-બદલાયું.

**અનસુયા**— ૧૦
ઋષિવર પદરજ શિર ધારી માગું હું-ઋષિ.
અંતર વાસ નિરંતર કરજો,
શર્ણાગત ભીડ ભય સૌ હરજો;
હરજી અરજી મારી લેજો ઉર ધારી. માગું હું-ઋષિ.
સુમન સુગંધ રહિત જેમ સ્વામી,
વિરહે ગતિ મમ નિર્મળ નામી;
ઇચ્છું સેવા ચરણ તણી સુખકારી. માગું હું-ઋષિ.

**અનુભવાનંદ**— ૧૧
ભાળો ભાળો આ ભવની ભવાઇ—
ભાઇ ભાઇ, ભાળો ભાળો આ ભવની ભવાઇ;
સૌ નજરે નિહાળો, આ નારની નવાઇ-ભાળો.
લાડીને લાવ્યા સંસારના નિભાવ્યા,
એવા દીઠા મેં લાખો સસરાના જમાઈ-ભાળો.

કુડવી-૫-ણુ,

આ તો પડે વાતે વાતે આડું,
કેમે કર્યું ચીલે ચઢે નહીં ગાડું;
કહો હવે વાંક કોનો એમાં કાઢું!
"હું કહું વડ, ત્યારે એ કહે થડ"
જડયું વ્હાનું કે રોજ રોજ જાગતી લડાઇ-ભાળો

અનુભવાનંદ—જેને મળી સુઘડ નાર, તેનો ધન્ય અવતાર
તરી ઉતરે ભવપાર, કરી સાચી કમાઇ-ભાળો.

અપ્સરાઓ— ૧૨

ખીલી રહીઆળી (૨) ઋતુ વસંત
રે......................ચિતડું ચોરે,
ભૂલે લલનાઓ (૨) અંગનુ ભાન
રે......................મદન જોરે;
વ્યાપે અનંગની આગ, હૃદયમાં
શાણી સાહેલી,
રસીયાને સંગ નહીં રંગ ઉછરંગે,
માંડયો મન્મથે મહાંજંગ શું જીતાય.
યૌવન એળે વહી જાય!

રતિ—સ્વામી ભેટે સુખ થાય;

અપ્સરાઓ—હી..........કે

નાથે દબાવી બાથમાં, આણી અંતર વહાલ;
કર્યું ચુંબન ચતુરાઇથી, (પણ)જણાય ભીના ગાલ.

રતિ—ખોટું !

અપ્સરાઓ—ત્યારે ?

રતિ—હેતે હસી ઉરાડીયું, લાલે લાલ ગુલાલ;
રજ ઉડી આંખે પડી, તેથી ભીંજાયો ગાલ.

અપ્સરાઓ—છાની છાની છબીલી રહે છાની,
નથી એ વાત અમથી અજાણી;
જાણી જાણી એ જૂઠી તને જાણી,
જણાય ત્યારે આવી એંધાણી.
તંબોળે મુખડાં ભરી, કીધું અધર રસપાન;
પીતાં કે પાતાં ઢળ્યો, છે અંબરપર નિશાન.

રતિ—ના ના-એમ નહીં !

અપ્સરાઓ—ત્યારે ?

રતિ—ભરી પીચકારી પ્રેમથી, કરી નિરધાર કમાન;
કેસુડાં રંગ છાંટીયાં, તેનું એજ નિશાન.

અપ્સરાઓ—હા, હા, હા, હવે સમજ્યાં;

રતિ—શું ?

અપ્સરાઓ—વસંત, વસંત, વસંત.—ખીલી૦

૧૩

અનસૂયા—મેહમાન થયાં તમે મારાં,

અપ્સરાઓ—સ્વીકારશો, મેહમાની.

અનસૂયા—મેહમાન કરે મેહમાની, દુનિયા કહે દીવાની. (૨)

લક્ષ્મી—ધરી વસ્ત્રાભૂષણુ અંગે, (૨)
કરો રમત ગમત અમ સંગે; (૨)
રતિ—ઝુઝીએ મદનના જંગે,
અપ્સરાઓ—સ્વીકારશો મેહમાની. (૨)
અનસૂયા—જેવી નીર વિનાની સરિતા, (૨)
તેવી વહાલા વિણ વનિતા; (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની,
દુનિયા કહે દીવાની, (૨)
લક્ષ્મી—કંઠે ધરો કુસુમની માળા, (૨)
પહેરો નીલમ હાર રુપાળા; (૨)
શિર ઉપર મુગટ છોગાળા,
અપ્સરાઓ—સ્વીકારશો મેહમાની. (૨)
અનસૂયા—જેના પતિ વસે પરદેશે, (૨)
તેણે રહેવું સાદે વેશે; (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની
દુનિયા કહે દીવાની. (૨)

અપ્સરાઓ— ૧૪
પરાધીન પરવશ થઇ રહેનાર,
પતિને પ્રભુ ગણી પૂજનાર;
નિરર્થક કાઢે નિજ અવતાર,
બળ્યો એ દંપતીનો વહેવાર. (૨)
અનસૂયા—સ્ત્રીઓનો પતિ થકી ઉદ્ધાર,

પતિ રીઝવ્યે રીઝે કીરતાર;
કરો કેમ અવળા આમ વિચાર,
ઉજળો આર્યતણો સંસાર. (૨)

અપ્સરાઓ—પુરુષને મન માન્યો અધિકાર,
નારનો ભાર નહિ તલભાર;
અધમ શું અબળાનો અવતાર,
બળ્યો એ દંપતીનો વહેવાર.

અનસૂયા—સ્વામીના ભાગ્યને ભોગવનાર,
નાવ નર ને તરવા ભવ પાર;
નથી કંઇ એ ઓછો અધિકાર,
ઉજળો આર્ય તણો સંસાર. (૨)

અપ્સરાઓ—દીપે છે બંનેથી ઘરબાર,
નથી ન્યૂનાધિક નર કે નાર;
છતાં કયમ નહીં સરખી હક્કદાર ?
બળ્યો એ દંપતીનો વહેવાર. (૨)

અનસૂયા—પુરુષનું પળમાં દિલ હરનાર,
ઠરાવી ગૃહિણી ગુણ ભંડાર;
સદા ઘરની તે કુલ મુખત્યાર,
ઉજળો આર્ય તણો સંસાર.

અપ્સરાઓ—સ્વાર્થી મળ્યા શાસ્ત્ર લખનાર,
નહીં કોઇ નાર પક્ષ કરનાર;

જોઈ પાડયા પાસા પોબાર,
બળ્યો એ દંપતીનો વહેવાર.

**અનસૂયા—** ૧૫

ચરણુ કમળ તણી દાસી હું પતિના,
ચરણુ કમળ તણી દાસી.
અરસ પરસ અમ પ્રેમ હૃદયનો,
શાખો અચળ અવિનાશી—હું પતિના.
સ્વપ્ને ન અન્ય પદાર્થ હું સાચું,
પતિ સેવા મમ દૈવત સાચું;
નાથ હૃદય રહો પ્રકાશી–હું પતિના.
ગુણ નિધિ ગુણિયલ શ્રીધર સ્વામી;
અંતરનું વર સ્થાન હું પામી;
માત્ર દરશ તણી પ્યાસી–હું પતિના.

**અનસૂયા—** ૧૬

નિહાળું અણુચિંતવ્યો શું યોગ (૨)
ટળ્યો શું સ્વામીતણો વિયોગ.

**કામ—**ટળ્યો વિયોગ થયો સંયોગ
ભામિની ભોગવીયે રસ ભોગ,
તરસ્યો ભ્રમરો નાજુક નલિની, જરા ઉઘાડો પાંખ;
પાઓ અધર રસ પામરને, મમ ભણી ઠરાવી આંખ.

**અનસૂયા—**સમજુ છો આવું શું કહાવું (૨)
નાથ ઘટે નહીં તમને આવું (૨)

કામ—ભલે મેળવ્યો જોગ ભામિની (૨)
ભોગવીયે રસ ભોગ—ભામિની.

સૂરદાસ— ૧૭

આંખ વિના અંધારું રે (૨)
સહાય મારે આંખ વિના અંધારું.
કોઇ કહેશે લાલ લીલું-
આ ધોળું ને આ પીળું;
મારે મન સઘળું કાળું કાળું રે (૨) સહાય.
કોઇને જગ લાગે સારું-
કોઇને લાગે નઠારું;
મારે મન ઉત્તર ખારું ખારું રે (૨)સહાય.

નારદ— ૧૮

અંતર્યામી (૨) જય સુંદર નટવર સુખકર ભયહારી.
મુક્તાફળ ચારો હંસ ચરે, બક સ્વાદતણું અભિમાન ધરે;
કરી દ્વેષ વૃથા મદમાંતું ફરે, મદ માંતું ફરે--અંતર૦
ભલી કુંજે કુંજ બની સારી, ખટ પદ ગુંજાર કરે ભારી;
વસે દાદુર પાસ પણ નહીં યારી, પણ નહીં યારી—અંતર૦
શશિ શોભે તારા મંડળમાં, ધરે ધ્યાન કુમુદ રહીને જળમાં;
તપે ચકોર જઇ શાન્તિ સ્થળમાં, શાન્તિ સ્થળમાં—અંતર૦

દેવતાઓ— ૧૯

જય જય ત્રિભુવન ત્રાતા,

જય હરિહર વિધાતા....આ..........
સુર મુનિવર ગુણ ગાતા;
પદ પંકજ રજ ન્હાતા—જય જય૦
કચ્છાવતાર ધારી, મંદ્રાચળ તોળ્યો ભારી;
વલોવ્યું સમુદ્ર વારિ, અવિચળ સુખદાતા–જયજય૦
પરમાનંદ પૂરણ કામ, પુરુષોત્તમ પરમ ધામ;
એક રુપ અનેક નામ, શાન્તિ રસ પાતા—જયજય૦



અંક ૨ જો.

૨૦

**ચોર**—લીલાલહેર લીલાલહેર કરી માતાએ મહેર,
માલ મારે આવ્યોસે આજ હાથમાં;હો—
માલ મારે આવ્યોસે આજ હાથમાં.
બેદિનું ટળ્યું દુખ (૨)
હો મારે સે જખ (૨)

**ભીમડો**
**મોતીઓ** }—હુણીથીયા રહી હરવે હંગાથમાં, હો—
માલ મારે આવ્યોસે આજ હાથમાં–લીલા૦

૨૧

**નર્મદા**—મન મોતીની માળ પરોવી, કંથને કંઠે ધરાવું;
પ્રિયતમ પ્રેમે મંદિર પધરાવું (૨)
સત્ય ધર્મને નાજુક કંઠે નીલ મણિ જડિત્ર જડાવું;

પ્રિયતમ પ્રેમે મંદિર પધરાવું. (૨)
સ્નાન કરાવું પંચામૃત આંગે ચોળી,
તિલક બનાવું ત્રિકમને ચંદન ઘોળી;
વસ્ત્ર નિત્ય વિધ વિધ પહેરાવું,
કરી દર્શન ચિત્ત રહાવું-પ્રિયતમ પ્રેમે.
ખટ રસ ભોજન પતિને જમાડી,
અવશેષ ખુશી થાઉં-પ્રિયતમ પ્રેમે.
ભરી ગંગાજળ નિર્મળ હાથગ્રહી ઝારી,
પાન કરાવું પ્રિયતમને પ્રીતે વારિ;
પંખે ઢોળું પવન સ્વામીને,
ગુણ નિત્ય પતિના ગાઉં-પ્રિયતમ પ્રેમે.

૨૨

કૌશિક—વાહ ભલે મળી તું ભામા (૨)
નર્મદા—જાઉં વારીવારી, રે બલિહારી તમે રામ હું રામા.
કૌશિક—ગુણિયલગોરી વેડ બ્હોરી (૨)
રખે હૃદયમાં રાખો ચોરી;
નર્મદા—એ શું બોલો શ્યામ મારા (૨) હું તમારી શ્યામા-વાહ.
તીર્થ કરાવું કૃતાર્થ થાઉં (૨)
ગુણ તમારા હરનીશ ગાઉં;
સ્વામી મારા શા માટે મન, કરો વિચાર નકામા-વાહ

સૂરદાસ— ૨૩
જાગરે જીવ સંભારને શ્રીહરિ, શઠ થઇ શું સુતો સોડ તાણી;

પોટલાં પાપનાં બાંધીયાં સાથ નવ, જ્ઞાન વૈરાગની વાત
જાણી- જાગરે.
દિવસે ચો, દિશ ભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે ખોટી માયા,
જન્મીને જીવનનો સાર જાણ્યો નહીં, નવઘડી એક ગોવિંદગાયા.
મોહમાં રહી મચ્યો, પ્રપંચમાં તું પચ્યો,
મોંઘો ચિંતામણિ એળે ખોયો;
વાર્યું કરતો નથી હાર્યું કરવું પડે,
અંતે પસ્તાઈ પસ્તાઈ રોયો—જાગરે.

૨૪

નર્મદા—મનસુબા માળી તન બાગે
બીજ વાવો જે દિલ ચહાય,
સુંદર ફળ ભાળી ઇંદ્રવરણનાં ખાવા મન લલચાય.
કોઇ વાવે કેતકી કે કેવડો ચંબેલી સારી,
કોઇ વાવે મોગરો ગુલાબ ગુલહજારી;
કોઇને જુઇ લાગે પ્યારી,
જાસુંદી કામણગારી;
વડલાને ડાળે નહીં ફળશે શ્રીફળ પણ ટેટા થાય, થાય-મન.
હિંગ હજાર છુપાવતાં, વાસ છુપાશે કેમ;
છાનાં પાપ અમાપની, છાપ પ્રકટશે એમ-મનસુબા.

૨૫

અનુભવાનંદ—દુનિયા દોરંગી શાને મનવા તું કરે શોકરે,

રંગેનારંગી તોપણ નારંગી કહે લોકરે-દુનિયા.
વનજંગલ દાવાનળ સળગ્યો, નહીં ટીપે બુઝાય (૨)
અંતર ઘાએ પેટ પાકયું ત્યાં, પાટો કયાં બંધાય;
**સોમદત્ત**—કહો ભાઇ પાટો કયાં બંધાય રે-દુનિયા.
**અનુભવાનંદ**-કુભારજાના દુઃખનું વર્ણન બ્રહ્માથી નવ થાય (૨)
આપત્તિનું આભ ફાટયું ત્યાં, થીગડું કયાં દેવાય;
**સોમદત્ત**—કહો ભાઇ થીગડું કયાં દેવાય રે-દુનિયા.

**અનસૂયા**— ૨૬

ગુણ તજે ન ગુણીજન દુઃખના ત્રાસે;
ધૈર્ય ધરી રહે સંકટ હિંમ હુલ્લાસે.
ચંદન વૃક્ષ કુહાડેથી કાપે,
આવે સુવાસ તપે જેમ તાપે;
બ્હેની વહાલી મારી, જોને વિચારી—ગુણ તજે.

**નર્મદા**—શાપ ઋષિનો વૃથા નવ કહાવે,
દેવ પતિ મારા સ્વર્ગે સીધાવે;
**અનસૂયા**—બ્હેની વહાલી મારી, જોને તું વિચારી;
**નર્મદા**—થાશે અનર્થ મહા સતી સૂર્ય પ્રકાશે.
**અનસૂયા**..................ગુણ તજે.

૨૭

**સૂરદાસ**—વાહરે વાહ વાહરે વાહ શાણી સુજાણ,
સૃષ્ટિ તણાં કરું શાંશાં વખાણ—વાહરે.

**નર્મદા**—ધીરા ધીરા નવ થાઓ અધીરા,
ઓ સ્વામી મારા તમે જીવન પ્રાણ—વાહરે.

**સૂરદાસ**--આ શું ?

**નર્મદા**......ઝુંપડી.

**સૂરદાસ**..........આ શું ?

**નર્મદા**.............ઝાડ.

**સૂરદાસ**—આ શું ?

**નર્મદા**.............નદી.

**સૂરદાસ**.............આ શું ?

**નર્મદા**.............પ્હાડ.

**અનસૂયા**—ધર્મ તણી વહારે ધાઓ સીધાઓ સુમાર્ગે-
સદા તેથી થાશે કલ્યાણ.

**સુરદાસ**—વાહરે વાહ વાહરે વાહ શાણી સુજાણ.

**સર્વે**— ૨૮

જય જય જય પરમઉદાર કીધો ઉપકાર દાસ યશ ગાયે.
મહા સતી ભગવતી દીનદયાળી,
બીરદ પાળીયું તે બીરદાળી;
પતિતપાવની વિપતવિદારિની, સેવકને થઇ સાહ્ય-કીધો.
કરી ભાવે કરુણા કલ્યાણી,
જગદંબા જગમાં વખણાણી;
તેજશક્તિ ત્રિભુવનમાં જાણી, લળીલળી લાગે પાયે-કીધો.

કડવી— ૨૯

નરવિણુ જગમાં નારતણી, કીમત કોડી કહાવે;
હલકું લોહી ગણી અબળાનું, ભૂંડાં આળચઢાવે—નાર.
વહાલાં પણ વેરી થઇ જેને, જેમ ફાવે તેમ બોલે;
કંથ વિનાની કામિનીનું, જીવતર તરણા તોલે—નાર.
કુડ કપટની ભરી કુલટાઓ, લાલચ દઇ લલચાવે;
અવરણમાં ભરથાર વિના, ભામાની લાજ લુંટાવે—નાર.

કુંવરી— ૩૦

મારે મેડે મનાવી રાજ્ય હવેલી,
કલાવી પટાવી ગૂંથો શું તમે (૨)
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં;
તેની મીઠી સુગંધી કોને ના ગમે (૨) મારે.
લીલાં પીળાં ઝાડ પાન, ઉપર પંખી કરે ગાન;
રોજ કાને સાંભળવાં કોને ના ગમે (૨)

નર્મદા—વાહ કેવી છે શાણી બોલે મધુર વાણી;
કાલી ડમરીના બોલ મારા મનમાં રગે—મારે.

કુંવરી— ૩૧

ચાહો જો તમે નરેશ દેશને કરવા આબાદાન ૨
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, દ્યો માતાને જ્ઞાન—ચાહો.
હોય જો માતાઓ ગુણવાન,
ઉછેરી રૂડી રીતે સંતાન;

કરાવી જ્ઞાન સુધારસ પાન—દેશને.
કેળવણી વિણ નીલમને, માણેક પત્થર કહેવાય;
કેળવણીથી વિષ હળાહળ, પણ અમૃત થઈ જાય.
નથી જ્યાં સુધી સુશિક્ષિત નાર,
કહાવે અર્ધ દગ્ધ સંસાર;
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર—દેશને.

ખીમો— ૩૨

હાંરે મારે આજની ઘડી તે રળીયામણી,
જાણે આખા ગામમાં આણું વધામણી,
વધામણી જીરે—આજની.

રૂડકી—બેશ કહેતાં બેસી જાઉં, ને ઉઠ કહેતાં ઉઠું;
ખીમો—એજે વગાતી ફરી નતી, તું રણે બોલતી જુઠું;
રૂડકી—ખાત્રી ના પડતી હોય તો કહી જુઓ,
ખીમો—એમ ?
રૂડકી—હા.
ખીમો—બેસી જા, ઉભી થા, બેસી જા, ઉભી થા; ઉભી થા—
કેમ કેવી ભૂલી ?
રૂડકી—ભૂલી, ભૂલી; સત્તરવાર ભૂલી ત્યો થયું ?
ખીમો—...............હાંરે.

પુરૂષ, પ્રકૃતિ— ૩૩

અહો બ્રહ્મનાદ ગાજે, શો બ્રહ્મનાદ ગાજે;

રુડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં.
અનેક રુપે રાચીએ અનંત કોટી અંડમાં—શો.
બીજ રુપે રહી વૃક્ષમાં, પીયે ભૂમિરસ સાર;
ભૂતળ હળે ઉંડા જળે, પણ વસીએ નિરધાર.
દેહ ભૂત માંહી દેવરુપે મનાઇએ,
તેજ માંહી તત્ત્વ બની તેજમાં સમાઇએ;
શૂન્ય માંહી શબ્દે છવાઇએ-શો બ્રહ્મ.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સ્થળ એવું નહી કોઈ;
કરીએ ક્રીડા નવ અમે; અણુંમાં પણ અણું હોય.
અનેક રુપે રાચીએ અનંત કોટી અંડમાં-શો.

લક્ષ્મી— ૩૪

પ્રિયતમ ન હોય પ્રીતની રીત (૨,)
વાલમજી તરુવરપર સુંદર, હું વિંટલાઈ વેલી;
મોહનજી મુખ મચકોડી, તરછોડો આ મદ ઘેલી-પ્રિય.
દ્રોણાચળપર વાસવસીને, રોગે રહો હું ઉદાસી;
પીડે તૃષા સરવર તટ પાસે, ઘટ ઘટ પ્રકટ પ્રવાસી-પ્રિય.

૩૫

**લક્ષ્મી**—ઠીક યુક્તિ સાધી, મુનિરાજ પાર પામવા;
**નારદ**—નહીં સમર્થ કોઈ, શાકતભાવિને ભમાવવા.
**લક્ષ્મી**—અગમ નિગમ પ્રભુની માયા,
**પાર્વતી**—નિહાળી ઇંદ્ર મુનીંદ્ર લોભાયા;

**સાવિત્રી**—મોહિની પે અસુર ઠગાયા,
**લક્ષ્મી**—તો ભોળી ભામાના ભાર શા–ઠીક.

૩૬

**વંત્રી**—ગણું ધણીને મનથી ગાંડુ,
રોયો પીટયો કહીને ભાંડુ;
છોરું મારાં રડતાં છાંડુ–મારું મુગો માર;
ગોલો ઘરનું કામ કરે, હું ફરવાની ઘર બહાર



**વંત્રી ૨ જી**–હું ધણી જાય ત્યાં જાઉં,
ધણી ખાય તે ખાઉં;
જો ડહો થઈ અટકાવે, તો વઢવા સામી ધાઉં,
સરખા હક્ક છે બંનેના, શાને નરના ગુણ ગાઉં.

**વંત્રી ૩ જી**—પતિ મરે તો પરણું બીજો,
ના ફાવે તો કરવો ત્રીજો;
ધણી વિના નવ ઘડી રહું, કહાવું નિત્ય સધવા નાર.
રાંડણની રહેવું ઘર ખુણે, નહીં મુજને ગમનાર.



**વંત્રી ૪ થી**—કંઇ નથી ગઘેડી નાર,
ઉપાડે ઘરનો ભાર;
કોણ કુટે મહેનત મજુરી, પતિની રહી તાબેદાર,
જનસમાજમાં ભાગ લઈ, ભરમાવું મમ ભરથાર.



અનસૂયા— ૩૭

મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતાં.
ઘેબર ઘારી જલેબી શીરો સુખડી,
મોતીચુર ને મેંસુર ભગે ભુખડી;
તળું તતબીરે કાચરી વડી તમ કાજ—ભોજન૦
નેહે નીપજાવું શાક ભાત ભાતનાં,
રુડાં રાઈતાં બનાવું જાત જાતનાં;
અતિ જુગતીથી પીરસું પ્રીતે ધરી આજ—ભોજન૦

કુડવી— ૩૮

લીધો આજ સંસારનો સાર જાણી,
પૂજું હું પતિને પ્રભુજી પ્રમાણી—લીધો૦
ફટ ફટ ફટ જે કુવડને, નહીં વ્હાલો ભરથાર;
નફટ નફટ હતભાગ્યણી, કહાવે કુલ અંગાર.
પતિવિણ સ્ત્રીનું જીવન ધુળધાણી (૨) લીધો૦

અનસૂયા— ૩૯

બોલો બોલો દિલ વિચારી (૨)
આ શું વિપરીત વાત ઉચ્ચારી—બોલો૦
કાંટાની કુંજમાં દેખીને કોડી,
લોભાઇ શીદ લેવા જાઓ દોડી;
નૌતન નીતિના પંથને છોડી,
પામશો વેદના ભારી—બોલો૦

અનસૂયા— ૪૦

વાલમજી વહેલા વળજોરે, પાયે પડું છું;
દાસીપર અઢળક ઢળજોરે, પાયે પડું છું.
પ્રિયતમ મારે શિરે, સંકટ નભ છાયું (૨)
પરોણાએ વિષ પાયુંરે, વિષ પાયુંરે—પાયે પડું છું.
શિયળ ધન મારું, મોહન જો લુંટાશે (૨)
ઝુરી ઝુરી જીવડો આ જાશે, જીવડો જાશેરે—પાયે પડું છું,

અંક ૩ જો.

દેવતાઓ
અપ્સરાઓ } ૪૧

થાઓ સુરવર વિજય જય,
ગાઓ મધનીસા બજાવો;
ગસાનીધની—થાઓ સુરવર.
અવિચળ—કીર્તિ જામો,
સુખ પામો—દુઃખ વામો;
શોક સઘળા વિરામો—થાઓ.
ધા ધા મીન્તા ધાકડાંગતક ગીનતર તરકીટ.
ધધીગન મીત્તા ધા ધા (૩)
સાસા ગગ મમ ધધ,
સાનીધ સાનીધ ગમ ધમગ ધમગ મગ;

નીધમગ સાનીધની—થાઓ.

છાછા છુમ છુમ છનનન છનન,

છુમક છુમક છુમ છનનન છીક છીક છાછા (૩) થાઓ

નારદ— ૪૨

મનવા મત કરતું અભિમાન.

મૂરખ બીજ કડવાં છે મદનાં;

સમજ સમજ નાદાન—મનવા.

સાગર નીર ખારૂં મદ લોભે, (૨)

ધર શ્રીધરનું ધ્યાન—મનવા.

નારદ— ૪૩

નહીં ચીજ કોઇ ગણી, ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી;

માનવંતાનિજ માન મૂકી, દુશ્મનને પડતાં ઢળી—ગરજ.

પાર્વતી-બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય;

સાવિત્રી-સોંઘુ પણ મોંઘું થઇ બેસે, કળા શકાય ન કળી-ગરજ.

લક્ષ્મી—સમયાધીન થઇ ઝેર હળાહળ, પીવું અમૃત ગણી;

નારદ—જઇ મહાસતીને શીષ નમાવો, જાય આપદા ટળી-ગરજ.

કુંવરી— ૪૪

હાલો હાલો મારા ભાઇને હાલો હાલો,

હલુલુલુ હાલો (૨) હલુલુલુ—હાં હાં હાં—હાલો હાલો.

સુંદર સોનાને પારણે પોઢાડું, ઓઢાડું, મલમલ ચીર,
રમકડે હું રમાડું છાના, છાનાં મારા વીરરે;
છાના છાના મારા વીરરે-હલુલુલુ-હાંહાંહાં-હાલો હાલો.
ફુલની ટોપીને ફુલના વાગા, આંગણે વેરૂ ફુલ,
ચંદરવા ગુંથી ફુલના બાંધું, મૂકાવું મોતીની ઝુલરે;
માંહી મૂકાવું મોતીની ઝુલરે-હલુલુલુ-હાંહાંહાં-હાલો હાલો

કુંવરી— ૪૫

જુઓ જુઓને માજી આતે શું કહેવાય,
ભાઇના મુખમાંહી આ શું દેખાય-જુઓ.
ઓ બાપરે મને લાગે છે બ્હીક, ઓ બાપરે.

અનસૂયા—

શાને બ્હીવરાવો બાળા, મૂકોને હવે ચાળા,
થઈ ડાહ્યા, ઓ જયા હવે ના રહેવાય-જુઓ જુઓ.

૪૬

કુંવરી—આજ સુધી થાકી હું તો બોલાવી બોલાવી,
હવે શું હસો છો ભાઇ મુખ મલકાવી.
કહો ને શી દીઠી નવાઇ (૨)
જાણી તમારી ઠગાઈ
ડોક નાજુક ઠગુમગુ ડોલાવી ડોલાવી, હવે શું
હસો છો ભાઇ-આજ.

સર્વે— ૪૭

ગાવો સર્વે મળી આજે આનંદે ગુણ ગામી.
શિર નામી જય અવિચળ ધામી-સ્વામી.
મહિમા ત્રિભુવનમાં ઝળ ઝળ ઝળકે અવિરામિ-ગાવો.
હે સતી સેવો પ્રીતે શાણી-પ્રેમે પતિને,
રૂડી રીતે પ્રભુજી જાણી,
મૃદુ મૃદુ ભણી મુખ વાણી
સુખમાં, દુઃખમાં સાથે રહીને,
ગણી અંતરના વિશ્રામી-ગાવો.

